શ્રી ૩૯૩૪

# મલ્લીનાથનાઢાળીયા.

## પાંચ આરતી સાથે.



જૈનધર્મના સોખીલા સજ્જનોને વાસ્તે.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

**શા. લાલચંદ લલ્લુભાઇ.**

---

આ ચોપડી સને ૧૮૬૭ ના ૨૫.મા
આકટ પ્રમાણે રજીષ્ટર કરાવી છે.

---

## અમદાવાદ.

ઢાલની પોળમાં શેઠ. કેશવલાલ ખુશાલદાસના
મકાનમાં "ચન્દ્રોદય" પ્રેસમાં છાપ્યા.



ઈ. સ૦ ૧૮૮૯—સંવત ૧૯૪૫

**કીમત ત્રણ આના.**

# श्री मल्लीनाथना ढाळीया.



## દુહા.

સમરૂ ઉઠી સવારમાં, ગરૂ ગઉત્તમ ગુણવાન;
દુ:ખ દોહગ દુરે કરો, આપો અધીકું જ્ઞાન. ૧
સ્વરસ્તી તું છે ભગવતી વંદુ બે કરજોડ;
કવિયણને કરૂ વિનતી, કોઈ માં દેશો ખોડ. ૨
મલ્લીનાથ મહારાજનો વર્ણવી કહુ વ્રતાંત;
વ્હાલ ધરીને વાચતાં અભગા જસે ઉચાટ. ૩

## ઢાલ ૧ લી સનેહી સંત એ ગેરો સેવો એ દેશી.

જંબુદ્રિપ જગતમાં જાણો, મહાવીદેહ ક્ષેત્ર મહીમાણો;
સલિલવતી વિજય વખાણો સ્નેહી સાંભળો સહુ ભાવે.
જેથી જરણ મરણ ભય જાવે, સ્નેહી સાંભળો સહુ ભાવે આંકણી ૧
વિત સોગ નયરી અતી સારી, બળરાજા બળવંત ભારી;
નામે ધારણી તેહની નારી, સ્નેહી સાંભળો ૨
પુન્યવંતી ને પુત્રજ થાવે, થાપે મહાબળ નામ એ ભાવે;
અનુક્રમેં યુવા પદ પાવે, સ્નેહી સાંભળો. ૩
બળરાજાન મંનનો બળીયો, છોડી સંસાર સંજમ વરીયો;
ભવસાગર સહેજે તરીયો, સ્નેહી સાંભળો. ૪
માહાબળનાં સહોદર સારાં, ૧ અભિચંદ્ર ૨ અચળ ૩ ધર્ણ ધાર્યા;
૪ પુર્ણ ૫ વસુ ૬ વૈશ્રમણ પ્યારા, સ્નેહી સાંભળો. ૫
એક ચિતે સહોદર નિતે, રંટણ કરતા ભેળા રંગ રીતે;
ધરે રાગ અથાગ એક પ્રીતે, સ્નેહી સાંભળો. ૬
એક દીન મુનીવર આવે, મિત્ર મંડળી વંદણ જાવે;

સ્વામી દેશના [illegible]ાવે, સ્નેહી સાંભળો. ૭
ગરૂ વંચન વિવેકી સારૂ, સુણી સાતેને લાગ્યુ પ્યારૂ;
સંસારે સુખ નવ ધારૂ, સ્નેહી સાંભળો. ૮
વ્રત લેતા સાતેજન સાથે, ઘણુ જ્ઞાન ભણ્યા ભલી ભાતે;
તપ જોડે ફરક ન કોઈ વાતે, સ્નેહી સાંભળો. ૯
તવ મહાબળ મનથી વીચારે, કેમ પામીયે પદવી ભારે;
કરણી કરીએ એકજ આરે, સ્નેહી સાંભળો. ૧૦
કરણી અધીક જ્યારે કરીએ, ફળ વિશેષ પામી ઠરીયે;
ઝટ સરવેથી વેહલા તરીયે, સ્નેહી સાંભળો. ૧૧

---

## દુહા.

માહાબળ મનથી ચિંતવે, શોધી કહાડુ ઉપાય;
છળ ભેદ ચએથી રાખીયે, તો મનગમતું થાય. ૧
સાથે કરે ઉપવાસ સૌ, પારણું આવે જે વાર;
માહાબળ કહે માથું દુઃખે, હું કરીશ મોડો આહાર. ૨
છળ કરતા છુપી રીતે, સાધે તપ હમેશ;
વિશ સ્થાનક તપ સાધીયો, કરી કપટ વિશેષ. ૩
સ્ત્રી વેદ ત્યાં બાંધીયું, કુડ કપટ પ્રભાવ;
તિર્થંકર પદ પામતાં, કર્મે એ વાળો દાવ; ૪
કર્મ ના છોડે કોઈને, ક્યાં રાજા ક્યાં રાંક;
બાંધ્યા તેવા ભોગવે, એમાં ન હોવે ટાંક, ૫

## ઢાળ ૨ જી.

અનીહાંરે વ્હાલોજી વાયે છે વાસલી રે. એ દેશી.
અનીહાંરે સાતે સહોદર સંલેખણારે, સાદ્ધિ જયંત વિમાને જાય;
સાતે જણા સુખીયા થયારે. આંકણી.
અની૦ બત્રીસ સાગ્રોપમ સુખ ભોગવીરે. ચવી આવ્યા સંસાર

ની માત, સાતેજણા સુખીયા થયારે. ૧

અની૦ જુદા જુદા સર્વે અવતર્યારે, તેનો સુણજો હવે વ્રતાંત

સાતે જણા સુખીયા થયારે

અની૦ અચળજીવ અયોધ્યા અવતર્યોરે થયો સુપ્રતી બુદ્ધ રાજન;

સાતે જણા સુખીયા થયારે. ૨

અની૦ ધર્ણ થયો ત્યાંથી ચવીરે, ચંદ્રજસા ચંપાનો રાય;

સાતે જણા સુખીયા થયારે.

અની૦ કાશીપતી શંખ નામથીરે, અભિચંદ્રનો જીવ ઓળખાય;

સાતે જણા સુખીયા થયારે. ગા૦ ૩

અની૦ પૂર્ણ જીવ ત્યાંથી પરવરીરે; સોભે સાવત્થિ નયરી સુજાણ;

સાતે જણા સુખીયા થયારે.

અની૦ રૂક્મિ નામે હુવો રાજવીરે, જાણે પ્રગટો દુજો ભાણ;

સાતે જણા સુખીયા થયારે. ગા૦ ૪

અની૦ વસુ તનો જીવ જાણીયેરે, કુરૂ દેશે અદીન શત્રુ થાય;

સાતે જણા સુખીયા થયારે.

અની૦ કપીલાપતી જીતશત્રુ હુવોરે. વૈશ્રમણનો જીવ કહેવાય;

સાતે જણા સુખીયા થયારે. ગા૦ ૫

અની૦ માહાબળનો જીવ ઉપન્યોરે, મલ્લીકુંવરી મનોહાર;

સાતે જણા સુખીયા થયારે.

અની૦ સાતે સહોદરની વારતારે, સમજી સોહો સાર શ્રીકાર;

સાતે જણા સુખીયા થયારે. ગા૦ ૬



## દુહા.

જયંત વિમાનથી જીનવરૂ, ચળીયા મીથુલા માત;

પુન્યવંતી પ્રભાવતી, કુંભની રાણી કહેવાય, ૧

ફાગણ ઉજળી ચતુર્થી, એ પટરાણીને દુખ;

દોહગ તવ એક ઉપન્યો, પુષ્પ સજાએ લેઉ સુખ. ૨
દોહગ પુરે દેવતા, જીવ જણનીના જેહ;
ગજવર આદે દેખીયા, ચઉદ સુપન સુભ તેહ. ૩
રાય કને કહેવરાવતી, સ્વપ્ન તણો અવદાત;
રાય સુણી મન રંજીયા, સુણી સર્વે વૃત્તાંત. ૪

## ઢાળ ૩ જી.

રંગ રશીલા સાંભળોરે સંઘની શોભા અપાર સલુણા એ દેસી.
રંગ રસીલા સાંભળોરે, મલ્લીનાથ વ્રતાંત સલુણા; આંકણી.
શુકલ પક્ષ એકાદસીરે, માગસર માસ રશાલ સલુણા.
માસ નવ સાતે દીનેરે, જન્મા દીન દયાલ સલુણા.
રંગ રસીલા સાંભળોરે, મલ્લીનાથ વ્રતાંત સલુણા. ૧
કુંવરીપણું પ્રભુ પામીયારે, અધિક અછેરૂ કહેવાય સલુણા.
કર્મતણી ગતી કારમીરે, ભોગવે ઓછા થાય સલુણા. રંગ૦ ૨
જન્મ થયો જીનજીતણોરે; કંપે ઇંદ્ર આસન સલુણા.
અવધી જ્ઞાને જાણતારે, પ્રગટયા શ્રી ભગવંત સલુણા. રંગ૦ ૩
દેવ દેવી સરવે મળીરે, તર્ત આવ્યા તે વાર સલુણા.
પુષ્પ વરસાદ વરસાવીનેરે, બોલતા જયજયકાર સલુણા. રંગ૦ ૪
બીજા કલ્યાણક તણીરે, કરતાં ક્રિયા તેહ સલુણા.
મેરૂ ગેરી નવરાવતારે, આણી અધિકો નેહ સલુણા. રંગ૦ ૫
નંદીશ્વર ઓચ્છવ કરેરે, ઈંદ્ર ઈંદ્રાણી સાથ સલુણા.
કુંભને તે કહેવરાવતાંરે, જીન જન્માની વાત સલુણા, રંગ૦ ૬

## દુહો.

રાય વાત સર્વે સુણી હરખ્યા અંગ મોઝાર,
દાન જાચકને આપતા, પ્રેમે અપરંમપાર;

## ઢાળ ૪ થી.

મોહન વાંજાં વાગીયાં. એ દેશી.

જીરે કુંવરી પણે પ્રભુ જાણીયા, તેથી દેતા મલ્લી કુંવરી નામ;
હરખ હુવો અતી ઘણો.
જીરે રૂપે રંગે બહુ શોભતી, રંભા દેખી જાવે નિજ ધામ;
હરખ હુવો અતી ઘણો. ગા. ૧
જીરે જોબન વય જીન પામતાં અવલોકે સારો સંસાર- હરખ.
જીરે જ્ઞાને મીત્ર ગતિ દેખતાં, પ્રતીબોધવા આણેછે પ્યાર. હરખ.
જીરે અભિનવ ઘર માંડયું વાડીએ, રત્ત જોતથી ઝાક ઝમાલ; હ.
જીરે દ્વાર રોપાવ્યા ખટ તીહાં, રત્ન પુતળી મધે રસાલ; હરખ.
જીરે પુતળી શીરે મુકયું બારણું કવળ એક નાખે કરતા અહાર; હ.
જીરે બંધ કરે પછી બારણું, ગંધ જરા ન જાવે બહાર. હરખ.



## દુહા.

મલ્લીકુંવરીના રૂપનો, વિશેપે થયા વખાણ;
અપચ્છરા તેહની આગળે, મુકી દે સહુ માન. ગા. ૧
દેશ વિશેશ બોલી રહ્યા, મલ્લી છે અદભૂત;
કેટલાક પરણવા કારણે, મોકલે કુંભને દૂત. ગા. ૨
પુરવ ખટ મિત્ર હુવા, ખટ દેશે રાજન;
પુરંવ પ્રીતના જોગથી, થયુ વરવાનું મન. ગા. ૩
ખટ રાજા ખુશી થઇ, કરે અન્યો અન્ય પેર;
આપ આપ દુત મોકલી, કહેવરાવે કુંભ ઘરે. ગા. ૪

## ઢાળ ૫ મી.

ગુણવંતા સ્વામી ગોરડી મુકી જસો વેગળા હો લાલ. એ દેશી.
સમકાળે દુત આવીયારે, નયરી મિથુલા માંહ;
વિનવી કરતા વિનંતીરે, પોતપોતાની તાહરે;
પરણાવો રાજા, તમ પુત્રી અમ નૃપને હો લાલ. ગા. ૧
કુંભ કહે તવ દૂતનેરે, સુણો સર્વ મારી વાત;

મમ પુત્રી હું નવી દેઉરે, કોમ્પ્ર રાજાનની સાથેરે.
ભાખો જઇ પાછા, ધુતો તમારા ભુપને હો લાલ. ગા. ૨
સુણી વાણી કુંભ રાયનીરે, ધુત ગયા નિજ ગામ;
ભાખે પોતાના ભુપનેરે, નવી થયું નૃપ કામરે;
મહુપતી મારા મલ્લી, કુંવરી કોઇને નહિ મળેરે. ગા. ૩
સમકાળે સરવે થયારે, ખટ રાય ક્રોધાતુર;
સંગ્રામ કરવા કારણેરે, ચડયું અન્યો અન્ય સૂરરે;
અનુકર્મ આવી કહેવરાવે, કુંભ રાયને હો લાલ. ગા. ૪
કુંભ રાજા ક્રોધે ચડયોરે, નિકળીયો પુર બાહાર;
જુદ્ધ જોડે સામે જઇરે, બીક ન ધરતો લગારરે;
શુરાને ધીરા, સંગ્રામે સાથે ચડયારે હોલાલ. ગા. ૫
એક ગમે છ રાજવીરે, પ્રથમ સુપ્રતિ બુદ્ધ;
ચંદ્ર જસા શંખ શોભતોરે, આવ્યો છે કરવા યુદ્ધરે;
જીતશત્રુ રૂકિમ અદીન શત્રુ જોડે ઉભો હોલાલ. ગા. ૬
એક ગમે કુંભ એકલોરે, ચડીયો ચતુરસ જાણ;
જુદ્ધે હાર નવી હોવેરે, ઉતરે નહિ તે માનરે;
આખર અવશરે, હાર હુઈ કુંભરાયની હો લાલ. ગા. ૭
તવ મલ્લી કુંવરી કહેરે, તાત તમે છોડો વેર;
ભલે પધરાવો ભુપતીરે, મમ રતન જે ઘેરરે.
ફીકરને ફેડો, તેડી પધરાવો રાજવી હોલાલ. ગા. ૮
ખટ રાજા તીહાં જોડે આવીયારે, બેઠયા રત્ન ઘર માંહ;
પુતલી પેખી સુખી થયારે, ઉઘાડયુ ઢાંકણુ તાંહરે,
થુ! થુ! તે કરતાં, વસ્ત્ર આડુ ધરે નાકને હો લાલ. ગા. ૯
દુરગંધ વ્યાપી દશ દીસેરે, રાજા અતી અકળાય;
મલ્લી તવ આવી લહેરે, કેમ જીવ ગભરાયરે.
સુણો વાત તે મારી, સુખ નથી સંસારમાં હોલાલ. ગા. ૧૦

## દુહા.

કુંવરી પ્રતે કહે રાજવી, સુંણુ મલ્લી મનોહાર;
અજબ પુતલી આ દીસે, દુરગંધ કેમ અપાર.
બાર બંધ કરીને કહો, વરણવી એ વિસતાર;
સ્યા કારણ તમે ભાખીયુ, સંસાર સુખ અસાર.

## ઢાળ ૬.

એસા જીન એસા જીન એસા જીન હે. એ દેશી.

સુણો સરવે જણા કહુ સાચું હું તો જુઠ જરા નહી ભાખું;
માનવ ભવે મમત દયો મુકી, વાત વરણી કહુ છું ટુંકી.
રૂપ દેખી તમે સુખ માણો, નારી નિસે નરક ખાણ જાણો;
સેણે તંન ધંન જોબન હારો, ભવી જાતો રેહેશે જનમારો.
હું દૂરગંધે ભરી છું નારી, જુવો જુવો ને ઝાઝુ વિચારી;
પુતળી પેખી થયા રાય રાજી, પણ દુરગંધ ન કળી ઝાઝી. મારો.
એક કોળીયો કાણે ધરતી હુંતો બત્રીશ કોળીયા કરતી;
એમાં શું સમજો છો જેવારો, એથી શું સુખ લેવા ધારો. ગા. ૪
સુખ લેવાની ઈછા ધરશો, મોહ મુકેથી શીવને વરસો,
પુરવ ભવ પ્રીતે છે પ્યારા, તમે સરવે સહોદર મારા. ૫
પ્રતી બોધવા કીધુ મે એમ, સુખ પામો સદાકાળ જેમ;
રત્ન ઘર માંડયુ તે કાજે, સંજમ લેવા દેઉ દાન આજે. ગા. ૬

---

## દુહા.

વાત સુણી વીચારતા, જાતી સર્મણ થાય
પ્રતીબોધ તે પામીયા, સોભાગી સર્વે રાય. ૧
મોહમાયા અળગી કરી, સાધવો સંજમ સુદ્ધ;
શીવ રમણી તે પામવા, કર્મથી કરીએ યુદ્ધ. ૨

## ઢાળ ૭ મી.

મારા વહાલાજી હો હુરે આવીછુ મહી વેચવારે લોલ. એ દેશી.
માગસર સુદ એકાદસીરે લોલ, મલ્લીનાથ મનોહાર
મારા વ્હાલાજી હો મુગતી મારગ જીન ઝાંલતારે લોલ. આંકણી.
ત્રણસે જનની સાથ શુંરે લોલ, અરિહત હુવા અથગાર. મારા૦
સુણી વાત સહોદર આવીયારે લોલ;
લેતા સંજમ ચતુર સુજાણ. મારા વ્હાલા૦ ૧
કર્મ કઠણ સર્વે કાપીયારે લોલ, સુખ પામ્યા સાદી અનંત; મા. ૨
ગણધર અઠાવિશ હુવારે લોલ, વિધ વિધ લબધીવંત; મારા. ૩
શમેત શિખર જીન આવીયારે, અનશણ કરવા કાજ; મારા. ૪
કરે સંલેખણા એક માસનીરે લોલ, સાથે પાંચશે મુનીરાજ; મા. ૫
સેસ પંચાવંત વર્ષનુંરે લોલ, આયુ પાળીને ભગવંત, મારા. ૬
ફાગણ ઉજળી બારસેરે લોલ, ગયા મુગતીમાં અરીહંત; મારા. ૭
ઇંદ્ર ઇંદ્રાણી ભેળા થયારે, કરે ભગતી અપરંમપાર; મારા. ૮
નંદીશ્વર ઓચ્છવ કરેરે લોલ, બોળતા જય જયકાર; મારા. ૯
કલ્યાણક જીનના કહ્યારે લોલ, વાંચીને સમજો સાર; મારા,૧૦
ચતુર પુરૂષને ચેતવારે લોલ, ભાખ્યો આ અધિકાર; મારા. ૧૧

---

## દુહા.

શ્રીશ્રી વિરને સાસને, સંપતી રાય સુજાણ;
જૈન ધર્મ તે પાળતા, દેતા અધિકુ દાન. ગા. ૧
સવાલાખ કરાવીયા, જુગતે જૈન દ્વાર;
સવાક્રોડ બિંબ થાપીયા, આણી હર્ષ અપાર. ગા. ૨
ઓગણીશમાં અરિહંતની, મુરતી એક મનોહાર;
ભાવ ધરીને ભરાવતાં, સંપતી રાય શ્રીકાર. ગા. ૩
કોઇક કારણ જોગથી, ભંડારા ભગવાન;
પુન્ય ઉદયથી પ્રગટીયા, ભોયણપુર નિધાન. ગા. ૪

મલ્લીનાથ મહારાજને, ઝાઝા કરો જુવાર;
સુરનર કિંનર અપછરા, વંદે વારંમવાર. ગા. ૫

## ઢાળ ૮.

અલબેલી અંબેમાત જોવાને જઇએ. એ દેશી.

ચાલો ચાલોને ચુવાળ દેશ, ભોયણપુર જઇએ;
ભોયન જઇએ સુખીયા થઇએ, ભેટી મલ્લીનાથરે;
ખેત્ર ખાંતીલુ ઉત્તર દીશે, કેવળ પટેલનું કહીએ. ભોયણ૦ ૧
તે ખેત્રમાં કુપ કરાવે, પટેલ લેવા પાણીરે;
ખોદનારા સહુ ખાવા બેઠા, મધ્યાન મનમાં જાણી. ભોયણી ૨
રાગ રંગ રસીક તે સુણતાં, મજુર પોતાને કાનેરે;
અચરજ અજબ તરેહનું દેખી, સુણતા એકજ ધ્યાને. ભો૦ ૩
તોપો અવાજ તર્તજ હુવા, વાજાં ગાંજા વાગેરે;
કુંપની અંદર નજર કરી તો, માટી ઉંચી લાગે. ભોયણી૦ ૪
તવ પટેલે માટી કહાડી, જોયા જગતના સ્વામીરે;
એક પ્રભુજી દોઃ કાઉસગીયા, પ્રણમે સહુ શિર નામી. ભો૦ ૫
ત્રીભોવન નાયક ત્રણે દેવો કહાડયા કુંપથી બહાર રે;
કડી કુંકવાયમાં વાતો ચાલી, પ્રભુ પ્રગટયા હિતકાર. ભોયણ. ૭
જીનધર જાણી હર્ષ મંન આણી પ્રણામ પ્રભુને કરવારે
ભોયણપુરમાં ભાવે આવે, ખ દોહગને દળવા. ભોયણી૦ ૮
કુંકવાયના શ્રાવક સઉ કહેતાં, લેઈ જઇએ હમ ગામરે;
તવ ભોયણના ઠાકોર ભાખે, નવ લેશો એ નામ. ભોયણી૦ ૯
અમ જમીન છે અમ અલાખો, કેમ કરો એ વાતરે.
હમ ભાગ્યે ભગવાન પધાર્યા એ છે અમારા તાત ભોયણી૦ ૧૦
ભોયણપુરમાં નાથ પધરાવી કરશુ હર રોજ સેવરે;
નહી લઇ જવા દઇએ તમને, ત્રણમાંથી એક દેવ. ભોય. ૧૧
તવ કુંકવાયવાળાઓ કહેતા, બોલોવાત વીચારી રે;
અંમ ધરમ દેવોને સુપો, ના કરો ઝારીવઝારી ભોયણી૦ ૧૨

વિના બળદનુ ગાડુ લાવી, પ્રભુ પધરાવે તે ઠામરે;
પ્રભુ મહીમાથી પયડુ ફરીયુ જાણે જાય છે ભોયણ ગામ. ભોય૦
માહારાજાને સર્વે મહાજન લાવ્યા ગામની માંહરે,
સુંદર ઓરડી સરસ સણગારી, પ્રીતે પધરાવે તાહ. ભો૦ ૧૪
સંવત ઓગણી ત્રીસની સાલે, વૈશાખ માસ વખાણુ રે;
સુકર સુદ પુનમે પ્રગટયા મહીમા અતીશે માણુ. ભોયણી૦ ૧૫
લક્ષણ દેખી જીનવર પેખી, જાણીયા મલ્લીનાથરે;
પ્રેમ ધરી પ્રણામજ કરીએ, અળગા જાય ઉચાટ. ભો૦ ૧૬
કામ કર્યા કંઇક જન કેરા, વરણવું વાત સુ ઝાઝીરે.
ભવીયણ ભાવે એ જીન ભેઠો. રૂદયમાં થઈ ઘણા રાજી ભો૦

---

## દુહા.

મહીમા મલ્લીનાથનો, પસર્યો ઠામે ઠામ;
વરણ અઢારે વાંદવા, આવે ભોયણ ગામ. ૧
માનતા મલ્લીજીનતણી, જગમાં ઝાઝી મણાય;
દેખતા થયા આંધળા અચરીજ એ કહેવાય. ૨
બેરાં બોબડાં બહુ જન, પુજે પ્રભુના પાય;
મુગાં માંદાં પાંગળા, સરવે સ.જા થાય. ૩
શ્રીફળ ચડાવે સામટાં, દીપકનો નહીં પાર;
કસ્તુરી કેસર ઘસી, આંગી રચે મનોહાર. ૪

## ઢાળ ૯ મી.

મનડુ મોહ્યુરે મન મોહનજી એ દેસી.

લાખ ગમે લોક આવતારે, સુણો સુખકારી; કરતા પ્રભુને પ્રણામ;
સરવે શ્રોતારે સુણો સુખકારી.
ભંડારમાં પણ ભાવથીરે. સુણો૦ આપેછે અધિકા દામ.
સરવે શ્રોતારે સુણો૦ ૧
અગણીત દ્રવ્ય ત્યાં આવતુંરે. સુણો૦ તેહ તણો નહીંપાર;

સરવે શ્રેતારે સુણો૦
કારખાનું એક તીહાં કર્યુંરે, સુણો૦ શ્રાવકે કરી વિચાર.
સરવે શ્રોતારે સુણો૦ ૨
રાજનગરમાં રાજવીરે. સુણો૦ શેઠ પ્રેમાભાઈ પ્રમાણ;
સરવે શ્રોતારે સુણો૦
સકળ સંઘ ભેગો કર્યોરે, સુખ૦ પોતાનાં રૂડે મકાન;
સર્વે શ્રોતારે સુણો૦ ૩
સમજ કરી સંઘે મળીરે, સુખ૦ કરતા કમેટી સાર;
સર્વે શ્રોતારે. સુણો૦
મેંમર મેનેજર હુવારે, સુખ૦ સુંદર શેઠીયા સહુકાર;
સર્વે શ્રોતારે સુણો૦ ૪
ભાગ્યવંત ભગુભાઈ તણારે, સુખ૦ પુત્ર જમનાભાઈ નામ;
સર્વે શ્રોતારે સુણો૦
પ્રેસીડેન્ટ પ્રીતે થયારે, સુખ૦ સુધારવા સર્વે કામ;
સર્વે શ્રોતારે સુણો૦ ૫
અમદાવાદમાં ઓપતીરે, સુખ૦ વિદ્યાશાળા કહેવાય;
સર્વે શ્રોતારે સુણો૦
વિચાર કરવા કારણેરે, મેંબરો ભેગા થાય;
સર્વે શ્રોતારે સુણો૦ ૬
શેઠ મેંણાભાઈ બોલતારે, સુખ૦ પ્રેસીડેન્ટની પાસ;
સર્વે શ્રોતારે સુણો૦
ધર્મશાળા એક બાંધવીરે, સુખ૦ એવી છે અમને આશ;
સર્વે શ્રોતારે સુણો૦ ૭
શેઠજી વાતો સાંભળીરે, સુખ૦ હરખે કર્યો ઉચ્ચાર;
સર્વે શ્રોતારે સુણો૦
જમીન જોઇ બાંધવુંરે, સુખ૦ સુંદર મુકામ શ્રીકાર;
સર્વે શ્રોતારે સુણો૦ ૮

શેંણાભાઈએ શિર ધરી, સુખ૦ બાંધ્યું મનોહર મુકામ;
સર્વે શ્રોતારે સુણો૦
કમેટીના હુકમ થકીરે, સુખ૦ ખરચ્યા ખુશીએ દામ;
સર્વે શ્રોતારે સુણો૦ ૯
સકળ સંઘને સુખ થયુંરે, સુખ૦ જાણે દીપે એક દરબાર;
સર્વે શ્રોતારે સુણો૦
વાસણ ગોદડાં રાખતારે, સુખ૦ કારખાને અપરંમપાર;
સર્વે શ્રોતારે સુણો૦ ૧૦
મહિમા અતિશે મહી તણોરે, સુખ૦ સુણી આવે ત્યાં નરનાર;
સર્વે શ્રોતારે સુણો૦
હર પુન્યમે ભવી ભાવથીરે, સુખ૦ આવતા લોક હજાર;
સર્વે શ્રોતારે સુણો૦ ૧૧
અમદાવાદનો સંઘવીરે, સુખ૦ તંબોળી જેઠાલાલ;
સર્વે શ્રોતારે સુણો૦
ફુલ પુન્યમે લાવતારે, સુખ૦ પ્રીતે પુજવા પરમ દયાલ;
સર્વે શ્રોતારે સુણો૦ ૧૨



## દુહા.

એક દિવશ મેંબર મળી, વિચાર કરે તે વાર;
સરસ એક કરાવીયે, શ્રી જીનવરનો દુવાર. ૧
સરવ સભાએ હા ભણી, શરૂ કર્યું એ કામ;
થોડા દિવસમાં બાંધીયું, મોટું મનોહર ધામ. ૨
પુર્ણ કામ હુવા પછી, પ્રતિષ્ટાની કરે પેર;
શુદ્ધ મુહુર્ત સાધવા, જાય જોશીને ઘેર. ૩
જોસી મુરત જોઇને, આપ્યુ શ્રેષ્ટ શ્રીકાર;
ઓગણી તેતાલી માહા, શુદ દસમ ગરૂવાર. ૪
વચન સુણી સર્વે જના, આણે હર્ષ વિશેષ;

નકી કરીને મોકલે, કંકોત્રી દેસો દેસ. ૫

## ઢાળ ૧૦ મી.

માંમેરાની દેસી.

કંકુ છાંટી કંકોત્રી મોકલે, રૂડા નાંના મોટા સર્વે ગામ.
ઓચ્છવે વેહેલા આવજો. આંકણીં
શુભ સ્થાનક રૂડું સોભતું, સ્વામીભાઈ છે આપણું નામ. ઓચ્છ૦
ગુણવંત ગુણીજન સોભતાં, સોળ કળાએ સોભો શ્રીકાર. ઓ૦
સજન ધીર વિર ગંભીરછો, જીનસાસનના શ્રિનગાર. ઓ૦
એકવીસ ગુણે કરી ઓપતાં, દેવ ગરૂના ભગતીવંત. ઓ૦
વિનયવંત વિવેકી જાણીએ, છો સોભાગી શ્રદ્ધાવંત. ઓ૦
જોગ લખીએ ભોયણુપુરથી, મલીનાથ કમેટી જેહ. ઓ૦
પ્રણામ પ્રીતેથી વાંચજો, વાડીલાલનો આણી નેહ. ઓ૦
શ્રોતા વિનયથકી હું વિનવું, લેવા લાભ તે અપરંમપાર. ઓ૦
સંવત ૧૯૪૩ ની સાલમાં, રૂડો માહમાસ મનોહાર. ઓ૦
સુકલપક્ષ શનીવાર પંચમી, જળ જાત્રાનો રાખ્યો વિચાર. ઓ૦
કુંભ સ્થાપના છઠને દિવસે, નંદ્રાવર્ત સતમીએ પુજંન. ઓ૦
અષ્ટમી ગ્રહનું પુજન થશે; અભિષેક છે નોમને દન. ઓ૦
ગરૂવારે દશમ પહેલે પોરમાં, સાડાનવ વાગતાના સુમાર. ઓ૦
ત્રિભોવન તખ્ત તે બિરાજશે, તવ હોશે જય જયકાર. ઓ૦
રથ જાત્રાઓ વળી ઝાઝી થશે, ગાશે ગીતો ગુણવંતી નાર ઓ૦
એવો અવસર ફરી આવે નહીં, માટે પધારવુ ધરી પ્યાર ઓ૦
સર્વે કુંટુંબ સહીત પધારવું શ્રોતા વિશેષ રાખી વ્હાલ. ઓ૦
અવ નવું તિરથ એ ઓપશે, વંદી ભવીયણ થાવું ન્હાલ; ઓ૦
અરજ એજ સજ્જન સ્વીકારજો, જરૂર અંગમાં થઈ આનંદ ઓ૦
બીલી માગસર શુદી પંચમી. દસકત દાખો લલ્લુભાઈનંદ ઓ૦

## દુહો.

વેગે વધામણી સાંભળી સજ થઈ નરનાર
બોયણપુરે પધારીયાં, હરખે વરણ અઢાર.
કંદોઈ કુંભાર કાછીયા, નેસ્તીને મનીહાર;
કાપડીયા કાપડ લેઈ, આવી કરે વહેપાર.
બંદોબસ્તને કારણે, સરકારી અસ્વાર;
પુષ્કળ પોલીસ લેઇને, આવ્યા તીહાં ફોજદાર.
ઈનસ્પેકટર અતી ભલા, સુપ્રીટેન્ડેન્ટ સાથ
અતી આનંદથી આવીયા, ચોર ચબાડને માટ.
સર્વ દેશથી સંચરી, શ્રાવકનો સંગ સહુ;
મલ્લીનાથને પુજવા આવે હરખ બહુ.

## ઢાળ ૧૧ મી.

રાતો ઘોડો રણ પરખીયો, સેત ધર્યો સનગાર જોને એ દેશી
સરસ સણગારી રંગી કીધુ, ધર્મશાળાનુ ધામ. જોને૦
મંડપ એક મનોહર બાંધ્યો, મિનાકારી કામ; જોને૦
ધજા પતાકા પુષ્કળ બોસ્યા, હાંડીઓ હારોહાર. જોને૦
જુગતે ઝુમર ઝાઝા માંહી, છબીઓ છટાદાર; જોને૦
દેરાસરને ફરતી બાંધી, ચંદણીઓ બે ચાર. જોને૦
મુળ મંડપની શોભા કહેતાં. પામુ નહીં પાર; જોને૦
ઇંદ્રાસનથી અદકુ સોભે, શ્રી જીનવરનુ દ્વાર, જોને૦
શરણાઈ નોબત સામે વાગે, પુરે રાગ અપાર. જોને૦
સુદ સનાને પાંચમ દીવસે, જળ જાત્રા મનોહાર. જોને૦
નમનજળ નાથજી કેરૂ, લાવે છે નરનાર; જોને૦
સણગાર ધરીને સર્વે આવ્યા, આણી હરખં અપાર. જોને૦
ઝરઘોડાની અંદર શોભે, કટોસની અસ્વાર; જોને૦
ડંકો નિશાન દેતાં ચાલે, બકતર અંગ મોઝાર, જોને૦

કછી ઘોડા કુદતા માંહી, ભુમ પર થયો બાર; જોને૦
ઇંદ્ર ધજા સઉ આગળ ઓપે, પંચ રંગી નિસાણ. જોને૦
સરકારી સ્વાર સાથમાં, કરીએ શું વખાણ; જોને૦
એસાણાની મંડળી કેરા આવ્યા લોક અથાક. જોને૦
કીનખાપ કબજા અંગે ધાલી. પેરે મરેડી પાગ; જોને૦
સરસ સાએલા સર્વે સોભે જાણે દેવકુમાર. જોને૦
ચડીયા ચારટ ઘોડા ઉપર, સોનેરી માજાર; જોને૦
વિવિધ જાતના વાજા વાગે, પડે નગારા ઘુસ. જોને૦
શરણાઈ ભેરી ભુંગળ માંહી, વેણા કરતી ખુસ; જોને૦
સાજનમાં સઉ સેઠીઆ આવે, તેનો નહી વિસ્તાર. જોને૦
મનસુખભાઈ મુખ્ય છે મોટા, ઉમાભાઇ કુમાર. જોને૦
બાળ બ્રમચારી બહુ છે ગુણી, દયાવિમળ પંનાસ. જોને૦
સતાવીસ ગુણ ધારી ઉભા, સુભવિજેજી પાસ; જોને૦
પ્રભુ પાલખી રૂપા કેરી જલકે જાક જમાલ. જોને૦
રમણીકં રથ માંહે તે બેઠા, શ્રી શ્રી પરમ દયાલ; જોને૦
રાજનગરવાસી તે જાણો, ડાહ્યાભાઈ કસ્તુર. જોને૦
જીનવર સારથી થવા કાજે, મોહની કરી દુર; જોને૦
એકસોને એકાવનથી હાંકે, રથ થઇ રળીઆત. જોને૦
જીનવર ઝાલવા આપે રૂપૈયા, ચોતરી ઉપર સાત; જોને૦
લલુભાઈ કેશરીસંઘ કહીએ, અમદાવાદમાં વાસ. જોને૦
એકસતને એક રૂપૈયો ખરચે આણી ઉલાસ; જોને૦
રામણ દીવો રાખે હાથમાં, તસ પુન્યવંતીનાર. જોને૦
નકી ચમર નાથને વિંજે, પામવા ભવનોપાર; જોને૦
ધૂપ ઉખેવે અરિયા આંગે, દુરગંધ કરવા દુર. જોને૦
કરજોડીને કરે વિનંતી, રહેજો હયડા હજુર જોને૦
ગીત ગુણવંતીયો ગાવે, પાછળ આણી વ્હાલ. જોને૦
જાચંકો સહુ જય જય કરતાં, ઉડાવે ગુલાલ જોને૦

વરઘોડો કુપ આગે ઉતર્યો, દેવ નોતરીયા તે વાર. જોને૦
અનોપમ બાકળા તીહાં આપે, મંત્ર ભણે શ્રીકાર; જોને૦
ઘણા ગુણવંતા તે ગાજે પેથાપર વસનાર. જોને૦
સેંણા ગાંધી વિધિ સાચવે, ભુલ નહિ લગાર. જોને૦
જગભરી ઝારી શ્રીફળ ઠવીયા, લેતી સોહાગણ નાર જોને૦
વેગે વરઘોડો આવી ઉતર્યો, ધર્મશાળા મોઝાર; જોને૦
કીધા રાત્રી જગા રાત્રીએ, મંગળીક કાજ એહ જોને૦
રાગ ધમાલ રંગે ગાવે, આણી અધીકો નેહ. જોને૦

---

## દુહો.

સેના ગાંધી સાથીયા, સરવે છે હુસીયાર;
મગનલાલ મનસુખ લહુ, રાજનગર વસનાર.
ટોળી લઈ પોતાતણી, આવ્યા ધરી બહુ પ્રેમ;
ભેગાં મળી મંત્ર ભણે, વિઘ્ન ટળે કરે એમ.
સાંજ પડે શ્રાવક મળે, ધર્મશાળાની માંહ;
ગાદી તકીયા પાથરી, ભરે સભા નીત તાહ.
નાના મોટા શેઠીયા, મનસુખભાઇ મનોહાર;
ઉમાભાઇના દીકરા, કાલીદાસ કુમાર.
જમનાભાઇના જોડીયા, સેંણાભાઈ સંગાત;
લલુ સુરચંદ શોભતા, વાડીલાલ વિખ્યાત.
દોલાસાના દીકરા, નથુભાઈ છે નામ;
જુગતે મેંમ્બર જાણીએ, બેસતા જોગે ઠામ.
ડોસા કલ્યાણના પુત્ર જે, છગનલાલ કહેવાય;
ઉછામણી હર્ષે કરે, કરપી મન લલચાય.

## ઢાળ ૧૨ મી.

થુલીભદ્ર મુનીગણમાં સિરદારજો એ દેસી.

શુદ છઠને રૂડો છે રવીવારજો,
ફુલચંદ જોઇતા વિસનગર વસનારજો;
રૂપૈયા એકાવનથી કુંભ સ્થાપતાજો,
કુંભ સ્થાપીને પીઠીકા કરાવીજો.
બાંધી કેળને ઝવેરા વવરાવીજો,
સંનાત્ર પુજા સરવે ત્યાં ભણાવતાજો;
ભણાવતા ને ગણતા સમરણ સાતજો,
જેથી કરીને ઝાઝા જાય ઉચાટજો.
શ્રોતા વાત સુણો હવે સાતમ તણીજો,
સાતમનો દીવસ સારો શ્રીકારજો,
નંદાવ્રત પુંજન છે સોમવારજો;
પુન્યવંતા પ્રેમ ધરી પુજન કરેજો,
કરે લલુભાઈ આણી મન આનંદજો.
સેક્રેટેરી સુરચંદ ભાઇના નંદજો;
ત્રીસએક રૂપૈએથી તે પુજતાં જો,
પુજતાંને રથ જાત્રા મનોહાર જો;
કરતાં હુંસે ભેળાં થઇ નર નાર જો,
ભાગ્યવંતા રથ હાંકે કેવળ રંગજી જો;
કેવળ રંગજીનું તેલાવી છે ગામ જો,
એક સતને બે આપ્યાં છે વળી દામ જો;
જીનવર ઝાલે કટોસણાના શેઠીયા જો,
શેઠીયા જેઠા ત્રીભોવનદાસ જો;
આપે દામ એકાશી થઈ ઉલાસ જો,
રામણ દીવો રંગીલદાસ રાખતાં જો;
રાખતા તે દેવચંદભાઇના નંદ જો,
એકસો પંદર આપે થઇ આનંદ જો;
*એવળાના વાશી પુન્યવંતા પેખીયા જો,

પેખોયા તે સરવે છે ગુણીવંત જો;
સેણા ગાંધી સારા મંત્ર ભણંત જો,
અખંડ દીપક સનાત્રીયા તો સાચવે જો;
સાચવે પીડકાની તે આગે જો,
વંદી જીનને સર્વે પાયે લાગે જો;
દુઃખ દોહગ જાવેથી થાવે સુખીયા જો;



## દુહો.

સુકલ પક્ષને અષ્ટમી, ભોમવારનો દન;
સુભ દીવસ તેમાનીએ, કરવું અહ પુજન.
કલ્યાણ થવાને કારણે, મુળચંદભાઈનું મન;
જીવરાજ નંદન જાણીએ, કટોસણ વતન
ચાર દશ એ ઉપરે, ખરચી લાહવો લીધ;
વિધી વાળા વિધી કરી, કામ કરૂ સહુ શિદ્ધ.
બુધવાર શુદ નોમ છે, કળસ ધજા અભીષેક
શાસ્ત્ર પ્રમાણે સઉ કરં, વરણવું શું વિષેશ.
વરઘોડો વેગે ચઢયો, રથ જાત્રા કેહેવાય;
ફરતો મંદીર પાછળે, સંધને હરખ ન માય.
સારથી સોલાપુરના, નથુ દલીચંદ નામ;
એક સત દોઢ વિસને, પાંચ ઉપર પ્રમાણ.
ફતેચંદ ઝવેરજી, જીલ્લે દક્ષિણ જાણુ;
ડાંગરવા જે ગામના, મુકે ધનથી માન.
એક સતને પાંચથી, ઝાલે જગતના નાથ
આપ કમાણી વાપરે, ઊદારે આપ હાથ
રામણ દીવો રંગ સું, કડીના ઉચી જાત;
ખરા દીલથી ખરચીયા, રૂપૈયા એક સત સાત.

વળી સાંકળચંદ વેલશ્રી, રહે ગામ મજકુર;
કુંભ સ્થાપો એકસો પાંચથી, દોશ કર્યા છે દૂર.

---

## ઢાળ ૧૩ મી.

ત્રીશ વરસ ઘરમાં વસ્યારે      એ દેશી

સુદ દશમનો દીન છે રે, આનંદકારી અપાર
ભેળાં થયાં નર નારીઓ રે, સુંદર સજી સણગાર
સકળ સંગ હુશથી રે, ખરચે અધીકુ ધન.      સકળ
પંચાશીસે એકથીરે, કડીના વસનાર;
લક્ષ્મીચંદ મંગળ નામેરે દુકાન છે શ્રીકાર.      સકળ
સંગવી ચુનીલાલ શેઠીયા રે, વડ ઓસવાળની નાત.
તસ પુત્ર પ્રભુ પધરાવવા રે, ઉભા થઈ રળીયાત      સકળ
સોલાપુરના શેઠજી રે, મોતી માનચંદ છે નામ
મુળ ધજા ચઢાવવા રે, ખરચે એક અઠાવીશે દામ      સકળ
જીલ્લે કોલાપુર જાણીએ રે, મલકા પુરે મુકામ
દોશી માણેકચંદ દીપતા રે. તસ પીતા જુમખરામ      સકળ
પચીસે પચીસથી રે, મુળ શિખર મનોહાર.
ઉદાર ચિત્તે ચઢાવવા રે, થઈ બેઠા તૈયાર;      સકળ
જમણે જીન પધરાવવા રે, મનસુખભાઇને હુંશ
ચારસે એક તે ચિતથી રે, આપી થાય ઘણા ખુશ      સકળ
વાડીલાલ લલુભાઈ રે, પાંચસે એક પ્રમાણ
ડાભી બાજુના નાથજી રે, પધરાવવા મુકે માન      સકળ
પીતાબર પુત્ર કડી તણા રે, કેવળ શેઠ કેહેવાય.
જમણી ધજા ચડાવવા રે, આપી બસે એક હરખાય;      સકળ
મજકુર ગામના માનીએ રે, કચરા કરમચંદ જેહ.
સવા બસે દામોદર આપતાં રે, જમણા શિખર કાજ તેહ;      સકળ

મસગલ્લા ગામ કોલાપુરે રે, જીલ્લે છે દક્ષણ.
વિરચંદ ફુલચંદ વાહાલથી રે, આપે બસે એકાવંન સકળ
ડાબી ધજા અતી દીલથી રે, સૂણો ડાબા સીખરની. વાત
લખમીચંદ ભીખાભાવથી રે, સવા બસે આપે ભલીભાત. સકળ
નથુ કચરા નામથી રે. કડીમાં ઓળખાય.
સાડા પાંચસે એક ઉપરે રે, આપીને આનંદ થાય; સકળ
જમણી તરફ જીન કાઉસંગે રે, પધરાવે થઈ આનંદ.
ડાબી તરફે સ્થાપસે રે, રાયચંદ લખમીચંદ; સકળ
પાંચસે એક અતી હુંશથી રે, ખરચે ધરી બહુ પ્રેમ
ગામ આસજોડ વાશ છે રે, વ્રતધારી લે નીત નેમ સકળ
ઘુમટી શીખર છે ઘણા રે, ચડાવે જણ ચાર.
ત્રણસે ઈકોતેર આપતાં રે, થઈને અતી ઉદાર સકળ
મોતા કસ્તુર કુંભેજના રે, જીલ્લે સોલાપુર વાસ.
રાયચંદ ફતે ઈસ્લોરના રે, રાખે શીખરની આશ સકળ
ત્રણસે એક દેતા તીહાં રે, લાભ લેવાને કાજ.
રાયચંદ ફતે નાણાવટી રે, મેશાને વધી લાજ સકળ
ત્રણ શિખર તે લેઈએ રે, હરખ્યા મન અધીક.
બસે એકતાલી આપીને રે, કામ કરયું ઘણું શિદ્ધ સકળ
ચોથુ શિખર ચડાવસે રે, મલુકચંદનો તન.
સવાશો રાયચંદ જોઈતારે, લુંબાઈ ગામ વતંન સકળ
અનુક્રમે સહુ સજ થઈ રે, ઉભા જોગે મુકામ
વાતો તજી વખત સાચવે રે, પ્રભુને કરે પ્રણામ સકળ

---

## દુહો.

અલ્પ અવસર જાણીને, ઉભા સૌ તૈયાર,
પુખાંન કરવા કારણે તેડે સોહાગણ નાર;

જીલે સોલાપુરના, કુભેજ ગામ કહેવાય,
સુંદર સેઠ કસ્તુરચંદ, માનચંદ મનાય.
તસબંધુ મોતીભાઈ મનથી કરી વિચાર;
આડસે પચી આપતા, આણી હર્ષ અપાર.

## ઢાળ ૧૪ મી.

મારે આજની ઘડી રળીઆમણીરે લોલ; એ દેશી.
ભવીમાને। આનંદી દીન આજનોરે લોલ.
મોટો ઓચ્છવ મલ્લીજીનરાજનોરે લોલ. ભવી૰
ઝાઝા જોસી બેઠા અગાસી ચડીરે લોલ;
મુરત સાધે જોબે મુકી ઘડીરે લોલ. ભવ૰
થાળી વેલણુ હાથમાં રાખતારે લોલ;
રૂડુ મુરત સાડા નવ વાગતારે લોલે. ભવી૰
વીધીવાળા મનમાં મંત્ર જાપતારે લોલ;
કોઇ દેવોને આયુદ્ધી આપતારે લોલ. ભવી૰
સંગ સર્વે મંડપમાં ભેળો મળ્યોરે લોલ;
ભવી જાણે અનાદીનો ફેરો ટળ્યોરે લોલ. ભવી૰
વ્રત ધારી દયાવીમળ આવીયારે લોલ;
જોડે સુભવિજેજી જણાવીયારે લોલ. ભવી૰
વાસ ખેપ કરવાને કારણેરે લોલ;
ઉભા મુળ ગભારાના બારણેરે લોલ. ભવી૰
વાજા ગાજા જાચકો તૈયાર છેરે લોલ;
અન્યો અન્ય પુછે શી વાર છેરે લોલ. ભવી૰
સલાટ સર્વે સલાહ કરી મળ્યારે લોલ;
સેલા પાઘડી મળશે આ વેળારે લોલ. ભવી૰
નહી માગં તીહાં તલ જેટલોરે લોલ;
સાચ્ચુ સમજો હરખ એ કેટલોરે લોલ. ભવી૰

પુર્વે કહ્યા ને સરવે સંચરારે લોલ;
સણગાર સજી ઉભા રહ્યારે લોલ. ભવી૰
ચુનીલાલ જોઈતારામ નામ છે રે લોલ;
રૂડુ કડી ગામે મુકામ છેરે લોલ. ભવી૦
સમકાળે સઘળા એક ચિતથીરે લોલ;
થાળી નાદ સુણે ઘણી પ્રીતથીરે લોલ. ભવી૦
તવ અવસર તીહાં આવી રહ્યોરે લોલ;
સાડા નવ તણો સમય થયોરે લોલ. ભવી૦
તર્ત થાળી વાજા અતિ વાગીયારે લોલ;
પ્રભુ મહ્ની તખ્તે પધરાવીયારે લોલ. ભવી૰
જય જયકાર જાચકો ભાવે ભણ્યારે લોલ;
વધઈ વાજા વાગ્યા ના રહી મણારે લોલ. ભવી૦
સેલા પાઘડી સરપાવ વેચતાંરે લોલ;
દેઈ દાન જાચકો દુઃખ કાપતાંરે લોલ. ભવી૦
છગન સલાટને આપી સોના સાંકળીરે લોલ;
આનંદ પાંમી સલાટની મંડળીરે લોલ. ભવી૦
હેમ કંઠી ઠાકોરને પહેરાવતાંરે લોલ;
બીજા ઘણાને કડા કંઠી આપતાંરે લોલ, ભવી૦
જોસો ગોડા માળીને ખુશી કર્યારે લોલ;
વાજીંત્રવાળા બાકી કો ના રહ્યારે લોલ. ભવી૦
પ્રથમ પુજા કરે જીનવર તણીરે લોલ;
પ્રભુ પધરાવનાર હુંશે ઘણીરે લોલ. ભવી૦
છસેં એકત્રીસ રોકડા આપીયારે લોલ;
પુરવ ભવોનો કરમો તે કાપીયારે લોલ. ભવી૦
ચાંલા થયા નવકારશ્રી તણારે લોલ;
શેઠ મનસુખભાઈ હુંશી ઘણારે લોલ, ભવી૦
જીન બેઠા પછી જમવાં ગયુંરે લોલ;

સમી સાંજ સુધી ચાલ્યુ રહ્યું રે લોલ. ભવી૦
કણુસાઈ કર્યા તે ઓછી ખાંડનારે લોલ;
લોક ખુશી થયા નવી રહી મણારે લોલ. ભવી૦
આઠ દિવસ ઓચ્છવ ચલાવતારે લોલ;
આંગી અરીયા તણી રચાવતારે લોલ. ભવી૦
એવો દેવ દુનિયામાં નહી મળેરે લોલ;
ભાવે વંદો ભવીયન ફેરો ટળેરે લોલ. ભવી૦

## કળસ.

ગાયો ગાયો રે ઓગણીસમો અરિહંત ગાયો.
ભોયણુ પુરે ભૂમિથી પ્રગટયાં શ્રી. મલ્લીજીન રાયો;
મૂળ મહાત્મ ને તિર્થ મહીમા રાગ રંગસુ રચાયો રે; ઓગણી
જાત્રા કરવા ઓચ્છવ ઉપર, હર્ષ ધરી હું આવ્યો.
ધ્યાન થકી આ ઢાળો કીધી, પુષ્કળ પુણ્ય કમાયો રે; ઓગણી
ઉપગારી ઉધ્યોત વિમળનો શિશ અતિ સુણાયોરે.
દાન દયા શોભાગ્ય ગુરૂનો શેવક તો કેહેવાયો રે; ઓગણી
સાલ ઓગણી પીસતાલીસે ફાગણે ફાગ ખેલાયોરે.
કૃષ્ણ પ્રક્ષ પડવેને દીવશે, વાડીલાલ હરખાયો ઓગણી

## મલીનાથના દોહોયા.

દીલભેર દરશણુ પાયો, પ્રભુજી તેરો દીલભેર દરશણુ પાયો. ટેક.
વંછીત પુરણુ કર્મને ચુરણુ, તું મલ્લીજીન રાયો. પ્રભુ
મનોહર મુરતી છે સુખકારી, દેખીને દીલ હરખાયો; પ્રભુ
સુરી નર ઇંદ શેવના કરતા, ભગતીસે ભગવંત ગાયો; પ્રભુ
રૂપચંદ કહે સાહેબ મેરો, ચરણે શીશ નમાયો પ્રભુ

## દોઢિયું ૨ જુ

અર્જ સ્વિકારી આપો સીવ સુખ અર્જ સ્વિકારી આપો,
કાલ અનંતો દુઃખમાં મે કાહાડયો સાહેબ તે દુઃખ કાપો; શીવ
સબ દેવો મેં બડાહે, તુંહી લાલકું સેવક થાપો. શીવ.



## મલ્લીનાથનું સ્તવંન.

જગપતી તું છે દેવાધી દેવ; એ દેશી.

તારક. ઓગણીસમો અરિહંત, મલ્લીનાથ મુજને મળ્યો.
તારક. દરશણ કરતા આજ ભવોં ભવનો ફેરો ટળ્યો. ૧
તારક. અંગે આંગી અનુપ, મુસ્તકે મુગટ સોહામણો;
તારક. કાને કુંડળ શ્રીકાર, બને જડીત્ર ઝાઝા મુલનો. ૨
તારક. બાજુ કડા કરમાહ, કેડે કંદોરો રૂડો હેમનો;
તારક. કંઠે છે નવસેરો હાર, હંસ સોભે મુલે ઘણો. ૩
તારક. મોહન મુરતી તુજ, દેખતા મનમાં મોહી રહયો;
તારક. સાદી અનંતું સુખ, નીસે નાથ નકી થયો.
તારક. લાલ બ્હાલ ધરી આજ, સેવા કરવા ઉલસીયો;
તારક. પોષ સુદી પુનમ, ભાવે ભોયણપુર આવીયો. ૪



## મલ્લીનાથનુ સ્તવંન.

દોસીડાના બેટા તને દલ કરૂંરે. એ દેશી.

મલ્લીનાથ પ્રભુ ઓગણીસમારે કાંઈ પ્રગટયા ભોયણપુર;
ભાવ ધરી ભવીયણ નમોરે આંકણી.
આખા જગતમાં દેવ તે જાગતોરે, દુઃખીયાનુ કરે દુઃખ દુર;
ભાવ ધરી ભવીયણ નમોરે. ગા. ૧
સર્વ દેશથી સંઘ બહુ સંચરેરે કરવા પ્રભુજીને પ્રણામ ભાવ.
બેરા બોબડા આંધળા પાંગળારે, સર્વ સાજા થાય એ ઠામ ભાવ

પ્રભુ મુખ પુનમ કેરો ચંદ્રમારે, શીતળ ગુણ છે સુખકાર. ભાવ
પ્રભુ પ્રગટ્યા પુનમ દીવસેરે, તેથી આવે પુનમે નરનાર. ભાવ. ૩
મહીમા મોટો એ મહારાજનોરે, મુખે કહેતા ના આવે પાર; ભાવ
સંસાર સાગરમાં જે ડુબતારે, તેને નિશ્ચય ઉતારે છે પાર.ભાવ. ૪
ગુરૂ દાન દયા પંનાસનોરે, સોભાગ્ય વિમળ નો લાલ. ભાવ.
પ્રભુ તખને બીરાજ્યા તે સમેરે, આવી વંદી થયો ઉજમાલ.

## મલ્લીનાથની હોરી.

કેને ડારો કેને ડારો ડારોરે ગુલાલ એ દેશી.

હોરી ખેલો હોરી ખેલો, જીનકે દુવાર હોજી જીનકે દવાર,
હોરી ખેલો મલ્લી જીનકે દવાર. આંકણી.
કનક કચોળી કેસર ગોળી, પુજીએ પ્રભુજી પરમ દયાળ;
હોજી પરમ દયાળ, હોરી ખેલો મલ્લીજીન કે દવાર.
તાથૈઇ તાથૈઇ નાચ કરતહે, બાજત ઘુઘરી રમઝમકાર
હોજી રમઝમકાર, હોરી ખેલો મલ્લીજીનકે દવાર,
ભરી પીચકારી રંગની ઉછાળે ખેલત ભુચર ખેચર નાર.
હોજી ખેચર નાર, હોરી ખેલો મલ્લી જીનકે દવાર.
ભર ભર મુઠા ગુલાલ ડારે છુટા, પ્રભુમંદીર ભયો લાલ ગુલાલ
હોજી લાલ ગુલાલ. હોરી ખેલો મલ્લીજીનકે દવાર;
દાન દયાનો દાસ તમારા, વંદે ચરણે વાડી તે લાલ.
હોજી વાડીતેલાલ હોરી ખેલો મલ્લી જીનકે દવાર.

## મલ્લીનાથની હોરી.

રંગભેર હોરી ખેલો રંગ રસીયા ખેલો રંગભેર.

ભોયણીપુર થયુ એક તિરથ, મલ્લીનાથ પ્રભુ તીહાંવશીયાખેલો રંગભેર
દેશ દેશકો જાત્રાએ આવે, દરશન કરવા ઘસ મસીયા. ખેલો.

બહુજન બારમાસની પુનમ, નમન કરે આવી હર્ષ ભરીયા. ખેલો.
જન્મ મરણના ભય નિવારે, જે જન પ્રભુને દીલ ધરીયા; ખેલો.
ઇચ્છા પુરણ સઉની થાવે, મનમાં માગ્યા તે મળીયા. ખેલો.
મનોહર મુરતી એ દેવ કેરી, પુજે પાવણ થાય પરીયા; ખેલો.
અષ્ટ દરવસે એ જીન સેવા, કરીએ કેસરે કેસરીયા. ખેલો.
અપચ્છરા આવી નાચ કરતહે, પાંઉમાં પેરી ઝાંઝરીયા ખેલો.
તાથેઈ તાથેઈ તાન મચાવે, તાલ કંશાળ બાજે સરણીયા. ખેલો.
કેસર ઘોળી ખુબ રગ રોળી, ડારો જીનજીકે મંદરીયા. ખેલો.
જોરી ભરી ભરી ગુલાલ ઉડાવો, લાલ બનો સબ ઘેરૈયા. ખેલો.
ઉતમ તિરથે સોભાગ્યનો સેવક, જીન ગુણ ગાવે ભવતરીયા. ખેલો.



# पंच आरतीयों.

## આરતી ૧ લી.

અપચ્છરા કરતી આરતી જીન આગે હાંરે જીન આગે રે ાનજી
આગે; હાંરે એતો અવીચળ સુખડા માગે;
હાંરે નાભી નંદન પાસ, અપચ્છરા કરતી આરતી જીન આગે ૧
થાથૈ નાટક નાચતી પાય ઠમકે, હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે
હાંરે સૌવનમય ઘુઘરલી ઘમકે, લેતી ફુદડી બાળ. અપચ્છરા. ૨
તાલ મૃદંગને વાંસલી દફ વેણા, હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા
હાંરે મધુર સુરાસુર નેના, હાંરે જોતી મુખડુ નિહાળ. અપ૦ ૩
ધન મરૂદેવી માતને પ્રભુ જાયા, હાંરે તોરી કંચન વરણી કાયા
હાંરે મૈંતો પુરવ પુણ્યે પાયા, હાંરે દેખ્યો જીનનો દેદાર. અપ. ૪
પ્રાણ જીવણ પ્રમેશ્વર પ્રભુ પ્યારો, હાંરે ભવોભવના દુઃખડા નિવારે
હાંરે હુંતો શેવકછું પ્રભુ તારો, હાંરે તુજે દીન દયાળ. અપચ્છરા. ૫
સેવકજાણી આપણો દીલ ધરજો, હારે મોરી આપદા સઘળી હરજો.
મુની માણેક સુખીયાં કરજો, હાંરે જાણી પોતાનો બાળ. અપ. ૬

## ૨ આરતી.

જયદેવ જયદેવ: જય જીનવર દાતા. પ્રભુ: જય જીનવ.
આરતી અરીયા કેરી, કરતા સુખસાતા. જયદેવ૦ ૧
પહેલી આરતી આજ, પ્રથમ જીનંદ કેરી પ્રભુ પ્રથમ;
ભાવ ધરીને કરીએ, ટળવા ભવ ફેરી. જયદેવ૦ ૨
દુસરી આરતી નાથ, સેત્રુંજય કરતા. પ્રભુ સેત્રું;
પાપ પડલ સહુ જાવે, ગેરી ઉપર ચઢતા. જયદેવ૦ ૩
આરતી કરતા ઇંદ્ર, ત્રીભોવનની ત્રીજી. પ્રભુ ત્રીભો;
કંચન ગેરી ઉપર, મનથી બહુ રીજી. જયદેવ૦ ૪
ચોથી આરતી કીધ, ચઉ ગતી તો જાવે. પ્રભુ ચઉગતી.
જનમ મરણ દુઃખ હરતાં, સીવ પુરતો પાવે. જયદેવ.;
પંચમી આરતી જેહ ભવીયન જે કરશો. પ્રભુ ભવીયન.
આદેશ્વર જીન કેરી, સહેજે શીવ વરશો, જયદેવ૦ ૬
ગ્નાન વર્ધકના બાળ, સેવક તુમ કેરા; પ્રભુ સેવક.
વિનતી કરી લાલ માગે, ટાળો ભવફેરા. જયદેવ.

---

## ૩ આરતી.

સફળ મંગળકારી, ત્રીભોવંન ઉપગારી. પ્રભુ.
દુરગતી દુર નિવારી. વરીયા સીવનારી. જયદેવ.
તુજ મુરત બહુ સારી લાગે મુજ પ્યારી. પ્રભુ.
સંકટ દુર કરનારી વંદે નરનારી. જયદેવ. ૨
તીન જગતકે નાથ, પ્રભાવતી જાયા. પ્રભુ.
કુંભરાય કુળે આવ્યા, નીલ વરણ ૩।।. જયદેવ. ૩
મલ્લીનાથ સ્વામિ, નમીયે સીરનામી; પ્રભુ૦
આરતી કરૂ અભીરામી, મુજ અંતરજામી. જયદેવ. ૪
કર્મકોં હઠ વામી, કેવળ ગ્નાન પામી પ્રભુ.

ભક્ત નમન વિસરામી, ભયે સિવ ગામી. જયદેવ. ૫
તુજ ગુણ હું રસીયો, મુજ મંન તું વસીયો. પ્રભુ.
હેત થકી ઉલસીયો, ગુણ ગાવા ધસીયો, જયદેવ. ૬

## ૪ આરતી.

જયદેવ જયદેવ જય જીનવરદેવા, પ્રભુ જય જીનવરદેવા;
ત્રણ જગતના સામિ, આપો હમ સેવા. જયદેવ જયદેવ૰
શ્રી વર્દ્ધમાનરાયા ત્રિસલાના જાયા; પ્રભુ ત્રિસલાના૰
શ્રીધારથ કુળ આવ્યા, કંચન સમ કાયા; જયદેવ જયદેવ૰
મુરત અતિસારી, લાગે સુખકારી; પ્રભુ લાગે૰
કેવળ લેઇને પામ્યા, સિવસુંદરી નારી. જયદેવ જયદેવ.
તુજ સાસન અતિસારૂ, લાગે હમ પ્યારૂ. પ્રભુ લાગે
સંકટ દૂર નિવારૂ, ભવજળથી તારૂ. જયદેવ જયદેવ.
પ્રેમ નજરથી ભાળો, ભવ આરત ટાળો પ્રભુ ભવ.
હરરોજ આવી નમતા, દાન દયા બાળો. જયદેવ જયદેવ.

## ૫ આરતી.

જય જય આરતી આદિ જીનંદા;
નાભિરાયા મારૂદેવીકા નંદા. જય. ૧
પેહેલી આરતી પુજા કીજે;
નરભવ પામીને લાહાવો લીજે. જય. ૨
દુસરી આરતી દીન દયાળા;
ધુળેવા મંડપમાં જગ અજુવાળા. જય. ૩
ત્રીસરી આરતી ત્રીભોવન દેવા;
સુરિનર ઇંદ્ર કરે તુજ સેવા. જય. ૪
ચોથી આરતી ચઉગતિ ચુરે;

મન વાંચ્છિત ફળ શીવસુખ પુરે. જય. ૫
પંચમી આરતી પુણ્ય હું પાયો;
મુળચંદ રિષભ ગુંણુ ગાયો, જય. ૬



## મંગળીક દીવો.

દીવોરે દીવો મંગળીક દીવો;
આરતી ઉતારણુ બહુ ચિરણુ જીવો. ગા. ૧
શોહમેને ઘેર પર્વ દીવાળી;
અંબર ખેલે અબળા બાળી. ગા. ૨
નિપળ ભણે એને કળ અજુવાળી;
ભાવે ભગ્તે વિઘન નિવારી. ગા. ૩
નિપળ ભણે એને કીજે કળીકાળે,
આરતી ઉતારી રાજા કુમારપાળે. ગા. ૪
અમ ઘર મંગળીક તુમ ઘર મંગળીક;
મંગળીક ચત્રુભુજ સંઘમાં હોજો. ગા. ૫
દીવોરે દીવો મંગળીક દીવો.



## આ ચોપડી છપાવતી વખતે મદદ આપનાર.

મેસાણાવાળા છગનલાલ ડોસાભાઇ
અમદાવાદવાળા ડાહ્યાભાઈ ચુનીલાલ.

આ બને જણાએ ઘણીજ મદદ આપી છે માટે તેમનો આભાર માનુ છુ.

બીજા ઘણા ગ્રહસ્થોએ મદદ આપીછે પણ ચોપડીમાં જગ્યાની તગાસને લીધે નામ દાખલ કર્યા નથી માટે તે ધણીની પાસે માફી માગુ છું.

**લી. લાલચંદ લલુભાઈ.**

## શુદ્ધી પત્રક.

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૯ | અભગા | અળગા |
| ૨ | ૧૩ | ચએથી | છએથી |
| ૩ | ૨૬ | દુખ | દુખ |
| ૫ | ૨૦ | ધરે | ઘેર |
| ૬ | ૨ | ધુતો | દુતો |
| ૬ | ૩ | ધુત | દુત |
| ૮ | ૫ | અથગાર | અણગાર |
| ૯ | ૧૯ | ખ | દુઃખ |
| ૧૦ | ૨૩ | મુંઞો | સુઞો |

# જાહેરખબર.

---

સદગ્રહસ્થો નિચે લખેલી ચોપડીઓ નિચે લખેલા ઠેકાણેથી વ્યાજબી કીમતે મળશે.

જઇન ધર્મવાળાને હમેશાની સાધારણ ક્રિયાસ્તવ નાવળી.

સેત્રંજાસાર.

ધના શાળીભદ્ર નાટક.

ચાલતી સાલનું જૈની પંચાગ.

નિલંબર દેવની કથા.

મલીનાથના ઢાળીયા પંચ આરતી સાથે.

**અમદાવાદમાં**...શા. લાલચંદ સલુભાઇ હે. દેવશાનેપાડે. તથા બુકસેલર ફકીરભાઈ કીલાભાઇ ઠા. માણેકચોકમાં.

**લોયાણીમાં**—ગાં. શંકર પીતાંબર તથા. કારખાનામાંથી.

**પાલીતાણે**-શા. જેઠાભાઇ મોતીચંદ ઠા. બજારમાં.

**ભેડાસાં**-જૈનોદય સભામાંથી.

**પાટણમાં**-જ્ઞાનોદય સભામાંથી.

પ્રસિદ્ધ કર્તાની સહી,